"યજ્ઞનું અવશેષ ખાનારા સંતો સર્વ પાપમાંથી મુક્ત થાય છે. જેઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપ ખાય છે. પોતાને માટે ન ખાવું એજ યજ્ઞનું રહસ્ય છે.

(૪૫) "યજ્ઞના પુરોહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિ દેવને સ્તવું છું." જે દેવોના યજ્ઞના દૃષ્ટાંતથી ઋષિઓ અને મનુષ્યો આધ્યાત્મિક યજ્ઞથી પોતાને પ્રાપ્ત થયેલ પરમાત્માની કૃપાનો લોકો માટે ઉપયોગ કરે છે; અને એ રીતે દેવોના યજ્ઞમાં પોતા તરફથી યથાશક્તિ આહુતિ અર્પે છે તે દેવોના યજ્ઞના પુરોહિત અગ્નિ દેવ છે. જેમ ભૌતિક સૃષ્ટિમાં કોઇ પણ ક્રિયા ભૌતિક અગ્નિની કોઇક સ્વરૂપમાં હાજરી સિવાય, થતી નથી તેમ ભૌતિક સૃષ્ટીની પાછળ એના જીવનરૂપે રહેલી આધિદૈવિક સૃષ્ટિમાં પણ અગ્નિ દેવની હાજરી સિવાય કોઇ ક્રિયા થતી નથી. દેવોની સર્વ ક્રિયાઓ યજ્ઞરૂપ જ હોય છે. યજ્ઞ સિવાય દેવોને કર્મનો બીજો ઉદ્દેશ નથી. ભગવાન્ કૃષ્ણે તો અર્જુન માટે કહ્યું છે કે "यज्ञार्थात्कर्मणोन्यत्र लोकोय कर्म बंधनः;" "યજ્ઞાર્થ કર્મ સિવાય કર્મ લોકને બંધન રૂપ છે." આ વાત સર્વ મનુષ્યોને માટે સત્ય છે. દેવોનો બ્રહ્માર્પણ રૂપ યજ્ઞ સર્વદા ચાલ્યા જ કરે છે. આ સ્થૂલ જગત્‌ની નિયમિત ગતિ એથીજ છે માટે જ એ યજ્ઞને ઋત કહે છે. દેવોના યજ્ઞમાં અગ્નિ પુરોહિત છે તેથી સર્વ દેવો કરતાં અગ્નિને તો વિશેષ બ્રહ્માર્પણ કરવાનું. બીજા દેવોનુ જીવન અદૃષ્ટ રીતે વહ્યા કરે છે અને જે ગ્રહણ કરે તેને જ મળે છે. અગ્નિનું જીવન તો પદાર્થ માત્રમાં એની ઇચ્છા હોય કે ન હોય તો પણ વહ્યા કરે છે આવાં બ્રહ્માર્પણથીજ એ પુરોહિત કહેવાય છે.

(૪૬.) અગ્નિ જ દેવોના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ છે અગ્નિદ્વારા જ પરમાત્માનો જીવનપ્રવાહ દેવોમાં વહ્યા કરે છે, અને અગ્નિદ્વારા જ દેવોમાંથી પ્રાણીઓમાં વહે છે. એટલે એ પ્રવાહને આવ્હાન કરનાર હોતા, અગ્નિ બને છે. અગ્નિ જ પુનઃ એ પ્રવાહનો દેવોમાંથી પ્રાણીઓમાં હોમ કરે છે, માટે જ એ હોતારૂપ ઋત્વિજ કહેવાય છે. અગ્નિમાંથી ઋગ્વેદની ઉત્પત્તિ થઇ છે "अग्नेर्ऋग्वेदः" (ઉપનિષદ્.) તેથી જ ઋગ્વેદ જાણનાર ઋત્વિજ મંત્રોદ્વારા દેવોને આવ્હાન કરવાનું—હોતાનું—કાર્ય કરે છે.

(૪૭.) અગ્નિ રત્નધાતમ છે પરમાત્માનો સ્નેહ એ જ દેવોનાં રત્નો છે. અગ્નિ એ રત્નોનો ધારણ કરનાર ને અર્પનાર છે,

(૪૮.) અગ્નિ દેવ છે. દેવ શબ્દનો અર્થ (૨૯, ૩૦, ૩૧, ૩૨) પરિચ્છેદોમાં કર્યો છે. અગ્ન્યાદિ સર્વ દેવોમાં દેવત્વ સામાન્ય છે. કારણકે એ સર્વ દેવોમાં પરમાત્મામાંથી જ આવે છે અને દેવત્વ લઇ લો તો પછી અગ્નિ વિગેરેમાં કંઇ રહેતું જ નથી. દેવત્વ એ જ એઓનું અસ્તિત્વ છે. માટે દેવો પરમાત્માથી અભિન્ન છે. ઋકસંહિતાના મંડલના ૧૬૪મા સૂક્તમાં મંત્ર છે કે:—इंद्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यःस सुपर्णो गरुत्मान् एकं सद्विप्राबहुधा वदन्ति अग्नियमंमातरिश्वानमाहुः ४६. એને ઇંદ્ર કહે છે, મિત્રમ્ કહે છે, વરુણ કહે છે, અગ્નિ કહે છે, પછી એ દિવ્ય ગરુત્માન્ સુપર્ણ (પક્ષી)

છે વિપ્રો એક જ સતને બહુધા કહે છે. અગ્નિ, યમ અને માતરિશ્વા કહે છે" આ મંત્રમાં કહેલું સત્ એ જ, દેવત્વ ; એ પરમાત્માના એકરસ દિવ્ય પ્રવાહને દેવત્વ કહે છે. એ જ રસ કહેવાય છે. એ જ આનંદ કહેવાય છે रसो वैसः रसह्येवायं लब्ध्वानन्दी भवति ઉપનિષદ્ તે રસ છે. રસને જ પ્રાપ્ત કરીને આ આનન્દી થાય છે આ રસ, આસત, આ દેવત્વ સર્વત્ર અનુસ્યૂત છે. એથી જ વસ્તુમાત્રનુ જીવન છે આ સતરૂપ રસમાંથી—પરમાત્મામાંથી આરંભમાં ( ૩૭ મા ) પરિચ્છેદમા જોયું તેમ કામ સ્નેહ ઉત્પન્ન થયો. એ કામનો આત્મા, સત્ પોતે જ છે છાંદોગ્ય ઉપનિષદ્‌માં પણ સતદેવે ઇચ્છા કરી ને તેજ ઉત્પન્ન થયું. અને પછી એ તેજે ઇચ્છા કરી એમ લખ્યું છે ત્યાં એ તેજમાં અનુસ્યૂત સત્ પોતે વિવક્ષિત છે એમ બ્રહ્મ સૂત્રકારે સમાધાન કર્યું છે. ત્યારે કામ રૂપે વાયુરૂપે પ્રાદુર્ભાવ પામતો પરમાત્માનો આદિપ્રવાહ, એ જ અગ્નિ દેવ. સમગ્ર વિશ્વમાં એ રસરૂપે આનંદ રૂપે આવ્યા રહ્યો છે

(૪૯.) સમગ્ર વિશ્વની—સમષ્ટિની પ્રાથમિક ઉત્પત્તિમાં અને વિકાસમાં જ કેવળ નહિ, પણ મનુષ્યોનાં—વ્યક્તિઓનાં ગૂઢતમ હૃદયાકાશમાં—હાર્દજ્યોતિમાં દિવ્ય પ્રકાશ રૂપે અને જીવનના પરમતત્વરૂપે પ્રગટ થતા, જ્ઞાન આપતા, જીવન જીવવાનું, આત્મભાવ કરવાનું શીખવતા, સૃષ્ટિક્રમના યજ્ઞમાં પુરોહિત, વિકાસક્રમના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિદેવને મધુચ્છંદા ઋષિ સ્તવે છે એ સ્તવન સામાન્ય સ્તવન જેવું નથી એ એક મહા યજ્ઞ છે. એ યજ્ઞનુ જ્યોતિ અદ્યાપિ પર્યંત અનેક મનુષ્યોના—ભક્તોના હૃદયમાં પ્રકાશે છે, અને હજી અનંત કાળ પર્યંત પ્રકાશશે. આપણે પણ એ ઋષિ પાસેથી શીખીને,—"યજ્ઞના પુરોહિત હોતારૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવીએ"

અસ્તુ.

## પરિશિષ્ટ.

ઋગ્વેદના ૧૦ મંડલમા ૮ મંડલનો આરંભ અગ્નિના સૂક્તથી થાય છે માત્ર ૮ મંડલનો ઇંદ્રથી અને ૯ મંડલનો સોમથી થાય છે. સમગ્ર સંહિતામાં અગ્નિનાં સૂક્તોની સંખ્યા ઇંદ્રનાં જ સૂક્તોની સંખ્યાથી ઓછી છે.

*अग्निमीळे ईळे ईड् ધાતુનું રૂપ છે. डकारनो ळकार બહ્વચશા આધ્યાયીનો સંપ્રદાય છે ईळे રૂપ ઋક્‌સંહિતામાં લગભગ ૧૩ વખત વપરાણું છે.

पुरोहितं—पुरोहितः એ રૂપે આ શબ્દ ૧૭ વખત ઋગ્વેદમાં વપરાણો છે. पुरोहितं ત્રણ વખત વપરાણું છે.

यज्ञस्य આ રૂપેજ આ શબ્દ ૫૫ વખત ઋગ્વેદમાં વપરાણો છે.

देवं આ શબ્દ આ રૂપેજ ૭૦ વખત વપરાણો છે

ऋत्विजं આ રૂપમાં આ શબ્દ ૧૦ વખત વપરાણો છે.

---

* મેક્સમૂલર કૃત ઇન્ડેક્સ ઉપરથી.

होतारं—આ શબ્દ આ રૂપે ૫૯ વખત વપરાણો છે.

रत्नधातमं—આ રૂપે બેજ વાર વપરાણો છે. रत्नधातम: રૂપે એક વખત વપરાણો છે रत्न શબ્દ ઘણીવાર વપરાણો છે.

આ મંત્રનો આધુનિક વિદ્વાનો ભિન્ન રીતિએ અન્વય લઇને કંઇક ભિન્ન જાતનો અર્થ કરે છે ; સામાન્ય રીતિએ—पुरोहितं, यज्ञस्य देवंऋत्विजं, होतारं, रत्नधातमं अग्निं ईळे.—પુરોહિત, યજ્ઞના દિવ્યઋત્વિજ, હોતા અને રત્નધાતમ અગ્નિને સ્તવું છું;

આ અર્થને કેટલાક અત્રત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારે છે. પરંપરાથી ભિન્ન જાતનો અર્થ કરવાનાં સબળ કારણો નથી.

